દયાળુ ભિરન (રાજ્ય ભક્તિ.)

# સોના ચાંદી અને ઝવેરાતના

દાગીના

## વાપરનારાઓને ખુશ ખબર.

---

સુધરેલી સીસ્ટમ મુજબ સોના ચાંદી અને ઝવેરાતના ઉત્તમ ફેશન મુજબના દાગીનાઓ બનાવનાર અને વેચનાર આખા ગુજરાતમાં વીશ્વાસપાત્રં ઠેકાણું છે કે જ્યાં આગળ ફક્ત મજુરી કાપી સોનાના નાણાં પાછા આપવાની લેખીત ગેરંટી મળે છે અને ઓર્ડરોની બોળી ધમાલમાંથી નીયમિત રીતે ઓર્ડરો પસાર કરવામાં આવે છે.

**ધી માણેકચોક જવેલરી માર્ટ.**

માલીક સોની કનૈયાલાલ મોતીલાલ.

ઠે. સાંકડીશેરીના નાકે,

દુા. નં. ૧૮૪૭—**અમદાવાદ.**

# દયાળુ બ્રિટન.

( રાજ્ય ભક્તિ )

લખી; છપાવી, પ્રસિદ્ધ કરનાર.

ગીરધરલાલ જગજીવનદાસ.

હાજાપટેલની પોળમાં; ખારાકૂવાની પોળમાં, ઘર નમ્બર, ૧૪૨૩
અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત, ૫૦૦

શ્રી જ્ઞાનવર્ધક પ્રીન્ટીંગ પ્રેસમાં આદીતલાલ ન્યાલચંદ દોશીએ છાપ્યું.
ઠે. ખાડીયામાં કવીશ્વરની પોળ—અમદાવાદ.

સમ્વત્ ૧૯૭૧ ઇ. સ. ૧૯૧૪

મૂલ્ય ૦-૪-૦

# કાળના મુખમાંથી બચવા અમૂલ્ય શીખામણ !!

---

## ॥ शक्तिसुधा ॥

અશકિતથી કમ્મરનો દુઃખાવો, વીર્યાશયના દોષોથી સ્વપ્નાવસ્થામાં થતો ધાતુશ્રાવ, ઉપદંશ, ( ગરમી ) પ્રમેહ જેવા જીવલેણ વ્યાધીની રહેલી વિકૃતી, મગજની નબળાઇથી આવતું ચક્કર, જ્ઞાનતંતુઓની નબળાઇ, તાવની જીણી કડકી, ઇંદ્રીની શીથિલતા, વિગેરે મરણ તુલ્ય થતી વ્યાધીઓના મુખમાંથી બચાવી, શરીર સુંદર તેજસ્વી, સુદ્રઢ અને નીરોગી બનાવે છે. તેનો ઉપયોગ રોગી અને નિરોગી બધાઓ લઇ શકે છે.

કીંમત ગોળી ૫૦ ના રૂ. ૩—૦—૦.

વૈદ્ય ચતુર્ભૂજ દામોદર ઠાકર.
ચિંચણ
પોસ્ટ—તારાપુર.

# તાવની રામબાણુ દવા.

ધોળકાના વૈદ, શા. ગીરધરલાલની કાહાનજીની તાવની રામબાણુ દવાથી કોઇ પણુ જાતનો તાવ ના ઉતરે તો પૈસા પાછા મળશે. આ દવાથી ચોથીઓ તાવ ન ઉતર્યો એવું સાબિત કરનારને રૂ. ૧૦૦ નું ઇનામ મળશે. ગોળી ૫૬ ની ડબી ૧ ની કીં. રૂ. ૧–૦–૦

**સો ટકા ખાત્રી સિવાય રૂ. ૧૦૦ નું ઇનામ કોણુ આપી શકે?**

## શાક્ત સજીવન.

શક્તિ સજીવનમાં શક્તિ લાવવાનો અને શરીર મજબુત કરવાનો ગુણુ નથી એમ સાબિત કરનારને રૂ. ૧૦૦ ઇનામ મળશે.

દરેક જાતની નબળાઇ દૂર કરી બળ અને ધાતુ વધારે છે, વૃદ્ધાવસ્થામાં જુવાની આપે છે, નપુષકપણું તથા નાકૌવતી (નસોની નબળાઇ) દૂર કરે છે, ગોળી ૧૦૦ ની ડબી ૧ ની કીં. રૂ. ૨–૮–૦

## ધાતુ વિકાર.

ધાતુવિકાર નામનું પુસ્તક વાંચવાથી થતા ભયંકર રોગથી બચાય છે. શરીર નીરોગી રહે છે રોગીને ઘણું કરી વૈદ કે ડાકતરનો ખપ પડતો નથી એક પૈસાનું કયાર્ડ લખનારને મફત મોકલવામાં આવે છે.

અમારા ઔષધાલયમાં તમામ દરદોની દવા થાય છે. અને વેચાતી પણુ મળે છે. પરદેશમાં વી. પી. થી મોકલવામાં આવે છે. દવામંગાવનાર માણસે પોતાનું સરનામું ચોકસ સારા હરફે લખવું.

વૈદ શા. ગીરધરલાલ કાહાનજી.
મુ. ધોળકા–જી. અમદાવાદ.

# આભાર પત્રિકા.



મહેરબાન માનવંતા " શ્રી દશા માંડલીઆ મોઢ જ્ઞાતિ ઉદય-ચંદ્ર " રા. રા. વૈદ્ય, શા. ગીરધરલાલ કાહાનજી ધોળકાવાળા.

ધોળકા જીલ્લે અમદાવાદ.

જ્ઞાતિ હિતમાં તન, મન અને ધન અર્પિ, જશ નામી શ્રેષ્ટ જીવન ગાળનારા " શ્રી મોઢ જ્ઞાતિ શીરોમણી " જ્ઞાતિ ઉદયને માટે; આપ " વીરનર " ની અનહદ અખંડ ઉદારતા, અથાગશ્રમ, આગ્રહ અને ખંતથી મોહિત થઇ, સુકીર્ત્તિકાન્તનાં શુભ અખંડ–અમરપદમાં આ " જ્ઞાતિ ઉદયચંદ્ર " નું " ખીલેલું ગુલાબ " નહીં કરમાયેલું ( અખંડ–અમર ) કરી, મ્હારા અંતરાત્માને આનન્દિત્ કરીશ.

વિનંતી.

સદાનો આભારી સેવક;

ગીરધરલાલ જગજીવનદાસ.

જસદણવાળા.

તા. ૧–૧૧–૧૯૧૪.

અમદાવાદ.

---



વૈદ્ય શા. ગીરધરલાલ કાહાનજી.

ધોળકા "ગિરિધર" ઔષધાલયના માલીક.

# રાજ્યગીત.

રાગ કલ્યાણ.

શ્રી રાજન જ્યોર્જને, પ્રિય પ્રભુ તમે.
મંગલકારી, મુગટધારી, રાખજો સદા, સમે.

હિન્દના હિતની ચિત્તમાં ઉર્મિ, રાખો છો રક્ષણહાર.
અમ સુભાગ્ય ઉંડા બીજને, ઉગાડ્યાં તારણહાર. શ્રી. રાજન.

પૂરણ પ્રેમથી પ્રીત આણીને, પાળ્યાંછે પરમેશ;
અતિ આનંદકારી, સદાસુખકારી, ઉજ્વળ અમર હમેશ. શ્રી રાજન.

અમ ઉદયને કારણે પીતા, અતિ શ્રમ સહ્યો તન, મન, ધન.
મંગલ મૂર્તિ, સૌમ્ય સૂર્તિ, ધન્ય ધન્ય જ્યોર્જ રાજન. શ્રી રાજન.

અતિ માયાળુ, અધિક દયાળુ, અખંડ ઉજ્વળ ઉદાર.
ગીરધરની પ્રભુ પ્રાર્થના, જય જય રાજન જ્યોર્જ રક્ષણહાર. શ્રીરાજન.

---

# અર્પણ પત્રિકા.

---

મહેરબાન માનવંતા સુકીર્ત્તિકાન્ત વીરરત્ન રા૦ રા૦ શેઠ શ્રી દેવચંદ દામજી કુંડલાકર.

અધિપતી—" જૈન. "

( કાઠિયાવાડ ) ભાવનગર.

આપની સાદાઇ, ભલાઇ, દીર્ઘદક્ષતા, ઉદારતા, સુવિચારો, વિવેક ઇત્યાદિક્ અનેક સુલંકરોથી મોહિત થઈ; " **જૈન પત્રનું પૂન:ઉચ્ચ જીવન પ્રગટાવી,"** —"**જૈન પત્રને શ્રેષ્ટ, સર્વોત્તમ અને દિવ્યમણીરૂપ**" દીપાવનારા આપ " **બાહોશ વિરેન્દ્ર** " ને " **અખંડ—ચમર** " અવલોકવા, આ " **પ્રેમપૂષ્પ** " " **માણીમાળ** " અર્પિ આનન્દિત્ થઈશ.

વિનંતી.

તા. ૧-૧૧-૧૯૧૪.

હૃદયનું બાળ.

અમદાવાદ.

ગીરધરલાલ જગજીવનદાસ.

# જાહેર ખબર,

## સર્વે સદ્‌ગૃહસ્થોને ખુશખબર.



થોડે પૈસે ઘણો ભપકો કરવો હોય તો નીચેની હકીકત ધ્યાન દઇને વાંચો.

૧ અમારી દુકાનેથી વરઘોડામાં વપરાતી જુદી જુદી જાતની રજવાડી પાઘડીઓ તેમજ જામા, કોટ, પાટલુન, ઝીક સીલીકના તથા સાફા વિગેરે ભાડે તથા વેચાતાં મલશે.

૨ કોઇપણ ગૃહસ્થને ઘરની પાઘડી બંધાવવા મરજી હશે, તેને થોડી કીંમતે મુદતસર બાંધી આપવામાં આવશે.

૩ નાટક કંપનીના ઉપયોગમાં આવે એવી પાઘડીઓ તેમજ પરીઓના તાજ, દાગીના વિગેરે ભાડે તથા વેચાણ મળશે.

૪ અમારી દુકાને રામલીલાના મુગટો તથા મોરા તથા માથાની વીંગો તથા દાઢી મુછો વિગેરે અમારે ત્યાંથી વેચાતા તથા ભાડે મળશે.

૫ ઠાકોરજી સારૂ રજવાડી પાઘડી તથા કલગી તુરા પણ તૈયાર કરી આપવામાં આવશે.

૬ બહાર ગામના વેપારીઓને પણ પાઘડીઓ, કોટ, પાટલુન, જામા વિગેરે સારી સગવડથી વેચાતા તથા ભાડે આપવામાં આવશે. માટે એક વખત મંગાવી ખાત્રી કરશો. બહાર ગામના ઓર્ડરો ઉપર પુરતુ ધ્યાન આપવામાં આવે છે. માલ વી. પી. થી મોકલવામાં આવશે.

મલવાનું ઠેકાણુ,

ઠા. કપુરચંદ ભુરાભાઇ ફેન્સી ડ્રેસવાલા.

ઠે,–રીચીરોડ પુલ નીચે પતાસાની પોળ પાસે નં ૪૭૮ અમદાવાદ.



ઠક્કર કપુરચંદ ભુરાભાઈ ફેન્સી ડ્રેસવાળા.

ઠે૦ કાળુપુર પુલ નીચે દુકાન નં. ૭૯૮ અમદાવાદ.

1/ 1 11

# દયાળુ બ્રિટન.



## પ્રકરણ ૧ લું.

## બ્રિટીશ રાજ્યની શરૂઆત.



આપણાં દેશ (હિન્દુસ્તાન) માં અકબર બાદશાહના વખતમાં ટૉમ્સ સ્ટીવન્સ નામે અંગ્રેજ ઇ. સ. ૧૫૭૯ માં પહેલ વહેલો આવ્યો હતો. ત્યાર પછી ઇ. સ. ૧૫૮૩ માં ન્યુબગી, ફીચ અને લિડસ નામે ત્રણ અંગ્રેજો આવ્યા. ઇ. સ. ૧૬૦૦ માં લંડનના આશરે સો વેપારીઓએ હિન્દ સાથે વહેપાર કરવાનો ઠરાવ કર્યો. અને રાણી ઇલિઝાબેથ પાસેથી હિન્દમાં વહાણો મોકલવાની રજા મેળવી. તેઓએ "ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિયા કમ્પની" નામે એક મંડળી સ્થાપી. તે વખતે હિંદુસ્તાનમાં અકબર બાદશાહ રાજ્ય કરતો હતો. ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ ઇ. સ. ૧૬૧૨ માં હિન્દુસ્તાનને પશ્ચિમ કીનારે સુરતમાં માલ રાખવાને એક કોઠી (વખાર) નાખી. ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ એટલો બધો નફો મેળવ્યો

કે તેમનું અનુકરણ કરવા બીજા અંગ્રેજ વહેપારીઓએ મંડળીઓ સ્થાપી. અને તેઓ હિન્દુસ્તાનમાં વહેપાર કરવા લાગ્યા. અને આખરે બધી મંડળીઓ ઇ. સ. ૧૭૦૦ માં જોડાઇ ગઇ. અને તેનું નામ "યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડિયા કમ્પની" પાડ્યું. આ કમ્પનીએ ઇંગ્લાંડના રાજા પાસેથી હિન્દ સાથે વહેપાર કરવાનો કુલ હક (ઇજારો) મેળવ્યો,

ત્યાર પછી કેટલાંક વર્ષો વીત્યાબાદ હિન્દમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર, અંગ્રેજી સત્તાનો ઉદય કરનાર વીરપુરૂષ (રૉબર્ટ કલાઇવ) મદ્રાસમાં ઉત્પન્ન થયો. કલાઇવ ચતુર, ધૈર્યવાન, બુદ્ધિશાળી અને શુરો હતો. યુદ્ધ કૌશલ્યની સમ્પૂર્ણ નીપુણતાને પામેલા મહાન વીરેન્દ્ર રૉબર્ટ કલાઇવે અનેક રણસંગ્રામમાં ઝંપલાવી અતિશય આફતો અને મૂસ્કેલીઓને પાર પહોંચાડી, દયાળુ બ્રિટીશ રાજ્યનો, હિન્દી પ્રજાનો સમ્પુર્ણ સુખદાઇ, સર્વોત્તમ, સુભાગી સ્તંભ સજ્જડ કર્યો.

"હિન્દની પ્રજાનાં ખાસ હિતને માટેજ જન્મેલા જશનામી જીવનપ્રાણ "રૉબર્ટ કલાઇવ" જુગ જુગ ઝગહળિત્ રહો.

રૉબર્ટ કલાઇવ પછી ઇ. સ. ૧૭૭૪ માં વૉરન હેસ્ટિંગ્સ ૧ લો ગવર્નર જનરલ થયો. હેસ્ટિંગ્સને બંગાળાનો ગવર્નર નીમ્યા પછી, બે વર્ષે ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ "રેગ્યુલેટિંગ ઍક્ટ" નામનો કાયદો પસાર કર્યો. જે ધારાની રૂએ બંગાળાના ગવર્નરને આખા બ્રિટીશ હિન્દનો ગવર્નર જનરલ કહેવો. અને તેની નીમણુક કમ્પનીના હાથમાં નહીં રાખતાં, ઇંગ્લાંડના પ્રધાનના હાથમાં રાખી,

૪૨૨૯



કલકત્તામાં એક સદર અદાલત સ્થાપવી. અદાલતના ન્યાયાધિશોની નીમણુક લંડનના સરકારે પોંતાના હાથમાં રાખી, ગવર્નર જનરલને મદદ કરવાને ચાર સભાસદોની એક કાઉન્સિલ નીમી. અને તે સભાસદોની નીમણુક ઇંગ્લાંડની સરકારે પોતાના કાબુમાં રાખી.

વૅારન હેસ્ટિંગ્સ પછી લોર્ડ કાર્નવાલીસ ઇ. સ. ૧૭૮૬ માં ગવર્નર જનરલ થઇને આવ્યો. તેણે " ટાઇગર ઑાફ માઇસોર " ( ટીપુ સુલતાન ) ને ઇ. સ. ૧૭૯૨ માં હરાવી સલાહ કરવાની ફરજ પાડી.

લોર્ડ કાર્નવાલીસ પછી સર જૉન શોર ગવર્નર જનરલ થઇને હિન્દમાં આવ્યા અને તેમના પછી માર્કવીસ વેલેસ્લી ગવર્નર જનરલ નીમાયા. માનવંતા માર્કવીસ વેલેસ્લી સાહેબે હિન્દની પ્રજાનાં હિતની ખાતર પોતાની દ્રઢતા અને બહાદુરીથી શુરા ટીપુને હરાવી, તેના રાજ્યની વ્યવસ્થા કરી.

માર્કવીસ વેલેસ્લી પછી લોર્ડ કાર્નવાલીસ બીજીવાર નીમાયા. પણ ઇ. સ. ૧૮૦૫ માં રસ્તામાં આવતા તે મરણ પામ્યા.

ત્યાર પછી સર જ્યોર્જ બાર્લો નીમાયા. તેમના પછી લોર્ડ મીન્ટો ઈ. સ. ૧૮૦૭ માં ગવર્નર જનરલ થઇને હિન્દમાં આવ્યા. પરદેશી રાજ્યો હિન્દુસ્તાન ઉપર ચઢાઇ કરશે, તો હિન્દની પ્રજા દુઃખમાં હોમાશે એવી અનેક આપણી લાગણી ઉરમાં ધરી, શાણુ સુવિચારશીલ નામદાર લોર્ડ મીન્ટો સાહેબે ઇરાનના શાહને સાં એલચી તરીકે, માલ્કમ સાહેબને અને પંજાબના રાજા રણજીતસિંહ પાસે મેટકાફ સાહેબને તથા કાબુલના અમીરના રાજ્યમાં એલફિન્સ્ટન

સાહેબને મોકલી બંદોબસ્ત કર્યો. એટલુંજ નહિ, પણ સિંધના અમીરો સાથે તે માટે ગોઠવણ કરી. ઇ. સ. ૧૮૧૪ માં કમ્પનીના પટાની મૂદ્દત પૂરી થવાથી, કમ્પનીને નવી સનંદ મળી. ચતુર, દીર્ઘ-દ્રષ્ટિવાળા મહાન પુરૂષ (લોર્ડ મીન્ટો સાહેબ) ને આપણાં ભલા માટે અનેક મહાન કાર્યો કરવાનાં બાકી હતાં. અને તેમને માટે તેઓ સાહેબે બંદોબસ્ત કરવાનો વિચાર કર્યો હતો. દરમ્યાન માયાળુ મીન્ટો સાહેબ વીલાયત પધારવાથી તે બંધ રહ્યાં.

લોર્ડ મીન્ટો પછી લોર્ડ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ થયા. જુલમી, કાળની વિકાળ ઝાળ જેવા, નિર્દય, હત્યારા, ઠગારા, પિંઢારા જેમાં કોળી, ભીલ, ગોસાંઇ, બહારવટીઆ વિગેરે હલકી જાતો દાખલ થઇ, અમૂક સરદારના હાથ નીચે રહી, લૂટફાટ અને મારફાડ કરતા. અને તેઓ મધ્ય હિન્દુસ્તાનમાં રહેતા. તેઓ દશરા પછી ટોળાઓ બાંધી, ગામડાં લૂટવાને નીકળતા લોકોને મોઢે રાખનાં તથા મરચાંના તોબરા બાંધીને તથા માણસને શરીરે તેલમાં બોળેલાં ચીંથરા વીંટીને સળગાવી, ધન મનાવતા. ગામડાં બાળતાં અને લોકોને અનેક તરેહથી પીડતાં. એ લોકોના મૂખ્ય સરદારો અમીરખાન, કરીમખાન, ચીતુ અને વસીલમહમદ મૂખ્ય હતા.

દયાળુ ગવર્નર જનરલ લોર્ડ હેસ્ટિંગ્સે પિંઢારાનાં મૂળ કાઢી નાંખી, આપણને સદાને માટે નિર્ભય, સુખી અને સુભાગી કર્યાં દયાળુ પીતાએ—પીતાઓએ દયાની ઉછળતી ઉર્મીથી આપણને સર્વદા પ્યારા ગણી, પાલન કર્યું. પાલન કરે છે અને પાલન કરશે. ઉપરનાં પિંઢારનાં એક દ્રષ્ટાંત જેવા, અનેક સુપૂન્યો કરી, આપણને પાળ્યાં

બચાવ્યાં, ઉગાર્યાં જીવાડયાં. દુઃખ સાગરનાં ડુબતાં નાવમાંથી પોતે અથાગ કષ્ટ સહી, આપણને સુખરૂપ ગુલાબ ફુલની સુન્દર શૈયા ઉપર પોઢાડયાં.

દયાળુ લોર્ડ હેસ્ટિંગ્સ પછી લોર્ડ આમહર્સ્ટ ગવર્નર જનરલ નીમાયા. તેણે બર્મી લોક સાથે લઢાઇ કરી, જીત મેળવી અને ભરતપુરનો કિલ્લો કબજે કર્યો.

ઇ. સ. ૧૮૨૮ માં દયાળુ ગવર્નર જનરલ લોર્ડ વિલિયમ બેન્ટિક આવ્યા. તેઓ નામદારે ન્યાય ખાતામાં સુધારો કર્યો. જડજથી ઉતરતા દરજ્જાની સદર અમીન, મુનસફ, વિગેરેની કોર્ટો કાઢી. તે જગા દેશીઓને આપવાનું ઠરાવ્યું. તેમજ કોર્ટોમાં ફારસી ભાષામાં કામ ચાલતું, તે અટકાવી, સ્થાનિક દેશી બોલીમાં કામ ચલાવવા હુકમ કર્યો. દેશીઓને કેળવણી આપવા માટે અંગ્રેજી સ્કુલો તથા વૈદ્યક શીખવવાની પાઠશાળાઓ સ્થપાઇ તેઓ માન્યવરે સતિ થવાનો, નરમેત્ર કરવાનો અને દીકરીઓને દૂધ પીતી કરવાનો રીવાજ બંધ કર્યો. લૂચ્ચા, હત્યારા, ઠગારા ઠગ લોકો જાત્રાળુઓને અને મુસાફરોને ઠગીને મારી નાંખતા. અને તેનું સર્વસ્વ લઇ લેતા, તેમને શોધી કાઢીં ઉદ્યમે લગાડયા. હિન્દુસ્તાનમાંથી વિલાયત જવા માટે મિસરને માર્ગે નવા રસ્તાની શોધ થવાથી આગબોટો શરૂ થઇ. જેથી આશરે પાંચ માસને બદલે આશરે એક માસમાં વિલાયત પહોંચાય તેવી સરલતા થઇ.

ઇ. સ. ૧૮૩૫ માં દયાળુ લોર્ડ વિલિયમ બેન્ટિક વિદાય થયા પછી, સર ચાર્લ્સ મેટકાફ, લોર્ડ આકલાંડ, લોર્ડ એલનબરો, લોર્ડ

હાર્ડિંજ, લોર્ડ ડલહૌસી, લોર્ડ કાનિંગ ગવર્નર જનરલો થયા.

લોર્ડ કાનિંગના સમયમાં દયાળુ રાજ્યમાતા મહારાણી વિક્ટોરીઆએ તા. ૧ નવેમ્બર ઇ. સ. ૧૮૫૮ ને દિવસે હિન્દની પ્રજાને પોતાના ઉદાર અને દયાળુ દિલથી માફી આપી, હિન્દનું રાજ્ય કમ્પની પાસેથી પોતાને હસ્તક લીધાનું જાહેર કીધું. દયાળુ રાજ્યમાતા મહારાણી વિક્ટોરીઆએ કમ્પની પાસેથી હિન્દનું રાજ્ય પોતાના હસ્તકમાં લઈ, ગવરનર જનરલને પોતાના પ્રતિનીધી કે "વાયસરૉય" ઠરાવ્યા. તથા તેના ઉપર દેખરેખ રાખવાને બ્રિટીશ રાજ્યના પ્રધાન મંડળમાં એક સેક્રેટરી નીમી, તેને સલાહ આપવાને પંદર કૌન્સિલરો નીમ્યા. એ પંદરમાના આઠ હિન્દુસ્તાનમાં નોકરી કરી આવેલા અનુભવી જોઇએ. એવો ઠરાવ કર્યો. ઇ. સ. ૧૮૫૮ માં રેલવે તથા નહેરો વધારી, નવો ફોજદારી કાયદો ચલાવ્યો. અને કાગળની નોટો ચલાવી તથા જેને દેશ નિકાલની સજા થાય, તેને આન્દામાન ટાપુમાં મોકલવા માંડયા.

ઇ. સ. ૧૮૬૨ માં લોર્ડ એલ્જીન વાયસરોય થયા. તેમના પછી લોર્ડ લોરેન્સ, લોર્ડ મેયો, લોર્ડ નોર્થબ્રુક, લોર્ડ લીટન, લોર્ડ રીપન, લોર્ડ ડફ્રિન, લોર્ડ એલ્જીન, લોર્ડ કર્ઝન, અને લોર્ડ માન્ટો વાયસરોય થયા.

નામદાર લોર્ડ મિન્ટો વાયસરોયના પછી હિન્દના ( આપણા) ઉપર ચાલતા સમયમાં એટલે ઇ. સ. ૧૯૧૪ ના વર્ષમાં (આજે) અને તે પછીના વર્ષો (સમય) માં માયાળુ, દયાળુ, શાણા અને ભલા માનવંતા નામદાર લોર્ડ હાર્ડિંજ વાયસરૉય ( દયાળુ પીતા.)

હિન્દના વાયસરોય પદ ઉપર બીરાજે છે અને બીરાજશે. આ-પણાં દયાળુ પીતા ( નામદાર લોર્ડ હાર્ડિંજ ) હિન્દનું (આપણું ) હિત કરવા અહોનિષ અથાગ શ્રમ લીએ છે. શાણા પીતા આપણને સર્વદા સમ્પુર્ણ સુખી અને સુભાગી જોવા હોંશીલા છે. દયાળુ અને ઉદાર પીતા આપણાં હસ્તા અને આનન્દિત મૂખડાં જોવાને, સર્વદા રાખવાને સદા સુકીર્ત્તિવંત છે.

" નામદાર લોર્ડ હાર્ડિંજ વાયસરોય ( દયાળુ પીતા ) અખંડ ઉજવળ, સર્વદા સમ્પુર્ણ સુખી અને દીર્ઘાયુષી થાઓ. "

---

# પ્રકરણ ૨ જું.

---

## આપણી આધુનિક સ્થીતિ,



આપણાં પૂર્વજો—દાદાઓ ( આપણે ) આગળનાં જમાનામાં સમયમાં અતિશય દુર્દશા અને દુઃખ ભોગવતાં હતાં. માયાળુ દયાળુ હેતાળુ-પ્રેમાળુ અને ભલા બ્રિટીશ રાજ્યની આપણાં દેશ ( હિન્દ ) માં શરૂઆત નહોતી થઇ, ત્યાં સુધી આપણી દુર્દશાની સીમા નહોતી. રજપુત રાજ્યોના કુસંપ, મુસલ્લમાન બાદશાહોની હિન્દ ઉપર સ્વારીઓ, કેટલાક ઝનુની, તામસી રાજ્ય લોભી, ધનલોભી અને ધ-

માંધ પુરૂષોએ હિન્દની કરેલી ખુન ખરાબી પિંઢારા અને ઠગ લો-
કોનો ત્રાસ, આપણને છેદન ભેદન કરી નાંખવાને પૂરતો હતો. જુ-
લમી ઝનુની લૂટારાઓ અને બીહામણા બારવટીઆઓ દિવસ અને
રાત આપણને ભયમાં રાખતા. ખેડુતો પોતાનો ખેતીનો ઉદ્યોગ
નિંર્ભયતાથી કરી શકતા નહીં. નિર્દય, ઘાતકી, હત્યારા અને ઠગારા
લૂટારા ખેડુતોનાં બીયા સુદ્ધાંત લઇ લેતાં. વહેપારી લોકોથી એક
ગામથી બીજે ગામ સહેલથી જઇ શકાતું નહિં, કારીગર લોકોને પણ
અતિશય ત્રાસ હતો. લોકો પોતાનાં જાનમાલનું રક્ષણ કરવાને માટે
સદા ચિન્તાતુર રહેતા. રાત્રિની ગાઢ નિદ્રામાંથી જુલમી લૂટારાઓના
ભયંકર ત્રાસ અને વિકાળ કૃત્યનો ભય ખાઇ, લોકો ઝબકી ઉઠતાં,
જાગી ઉઠતાં તરફડીઆ મારતાં. ભય અને વેદનાથી તેમનાં હૃદય ચી-
રાઇ જતાં. નિંર્દોષ અબળાઓ અને કુમળા બાળકો અભાગીઆ
પુરૂષોની નજર સમક્ષ રહેંસાઇ જતાં. જે સ્થળોએ થોડાંજ સમય
પહેલાં આનંદના ભેગની થતાં હતા. નિંર્દોષ સુકુમાર ભૂલકાંઓ (બા-
ળકો) અને સુંદર મનમોહન મોહનાઓ પતિની ગોદમાં સુખકર
શૈય્યા ઉપર સજીત થયેલાં હતાં. તેજ સ્થળે તેજ શય્યા ઉપર અને
તેજ ભૂલકાં ( બાળકો ) તથા તેજા યુવાગનાંઓનાં લોહીથી છલકાતી
નદી, કુમળા, કોમળ, કુણા, અને કમળ સરખાં મૂખવાળા ગુલાબ
પુષ્પો ( બાળકો ) ને કરમાઇ ગયેલાં જોઇ, નિર્દયતા હિન્દનેજ માટે
સરજાએલી હોવી જોઇએ. એમ હિનભાગી ઉગરેલાં માનવા લાગ્યાં
કોમળ કુમારોની કારમી ચીચીઆરીઓ, અભાગી અબળાઓનું હૈયાં-
ફાટ રૂદન અને સ્વર્ગને બદલે સ્મશાન એ આપણને શું ઓછું દુઃખ-
કર હતું ! જે બાળકો થોડીજવાર પહેલાં કાલુંઘેલું બોલી, મોતાને

કરે વળગી પડતાં, પત્નિ પુત્રનેનીહાળી, પતિ સામું સ્મિત હાસ્ય કરતી. તેજ બાળકો અને પત્નિઓ રાખમાં રોળાઇ ગયાં. ભૂમિમાં બેદાઇ ગયાં. સુંદર મનહર મૂખડાંઓ છેદન, ભેદન, અને મર્દન થઇ ગયાં. એ હિન્દની શું ઓછી દુર્દશા હતી? મુસલમાન બાદશાહોની હિન્દ ઉપર સ્વારીઓ કેટલાક જુલમી અને ધર્માંધ રાજાઓનાં આપ વડાઇનાં બુરાં કૃત્ય. પિંઢારા, ઠગ, લૂટારા અને બહારવટીઆ-ઓનો ભયંકર ત્રાસ એ આપણાં દુર્ભાગ્યનાં સાધનો, આપણને સમ્પુર્ણ દુઃખદમય નીવડવાને પૂરતાં સામર્થ્યવાન હતાં.



## દ્રષ્ટાંત તરીકે.

---

સોમનાથ ઉપર મહમદ ગીઝનીની સ્વારી.

ઈ. સ. ૧૦૨૪ માં મહમદ ગીઝનીએ કાઠિયાવાડમાં આવેલા પ્રભાસપાટણ પાસે સોમનાથ ઉપર સ્વારી કરી. ઘણાં માણસોના સંહાર કરી, મહમદ સોમનાથનાં શિવાલયમાં પેઠો, મહમદે મૂર્ત્તિ ભાંગવા માંડી ત્યારે બ્રાહ્મણોએ તેને ઘણાં કાલાવાલા કરી કહ્યું કે "તમે મૂર્ત્તિ ન ભાંગો તો તેના બદલામાં અમે તમને પાંચ કરોડ રૂપીઆ જેટલું ધન આપીએ." મહમદે ક્રુર સાદે કહ્યું.

(ભારતખંડનો સરળ ઇતિહાસ.)

"હું મૂર્ત્તિઓનો વેચનાર નથી. હું તો મૂર્ત્તિનું ખંડન કરનાર મહમદ છું."

એમ કહી તેણે તે મોટી મૂર્ત્તિ ઉપર પોતાની પાસેની લોખંઢાની ડાંગ વડે જોરથી ઘા કર્યો અને તેના કકડે કકડા કરી નાંખ્યા.

( હિન્દુસ્તાનના ઇતિહાસમાંથી સહેલી વાર્તાઓ. )

(ઇ, માર્સ્ડન. બી. એ. એફ. આર. જી. એસ, એમ. એ. એસ.)

મહમૂદ આશરે આઠ કરોડ રૂપીઆની દોલત લૂંટી, ગીઝની ગયો.

( ભરતખંડનો સરલ ઇતિહાસ. )

# નાદીરશાહની દિલ્લીમાં કતલ.

ઇ. સ. ૧૭૩૮ માં ઇરાનના બાદશાહ નાદીરશાહે હિન્દ ઉપર સ્વારી કરી. કરનાલ આગળ હિન્દી અને ઇરાની લશ્કરનો મુકાબલો થયો. તેમાં મોગલાઇ સૈન્ય હાર્યું અને બાદશાહ નિઝામ અને સાહતખાં નાદીરશાહને શરણે થયાં. ઇ. સ. ૧૭૩૯ માં નાદીરશાહે દિલ્લી આવી, દિલ્લીની પ્રજાને દુઃખ નહીં દેવાનો પોતાના લશ્કરને હુકમ કર્યો. પણ બીજે દિવસે શહેરમાં નાદીરશાહ મરાયાની ખોટી બુમ પડી. જેથી શહેરનાં લોકો ઇરાનીઓ ઉપર ત્રુટી પડયાં. ને તેમને મારી નાંખ્યા. તેથી નાદીરશાહે શહેરમાં કતલ ચલાવવાની આજ્ઞા કરી. અને ફક્ત થોડાજ વખતમાં ત્રીશહજાર માણસોનો ઘાણ કાઢયો. નાદીરશાહ સુમારે વીશથી ત્રીશ કરોડ સુધીની દોલત મયુરાસન અને કિમ્મત હીરો કોહીનુર લઇ, પાછો ઇરાન ગયો.

" હિન્દની પ્રજા ! ત્હારા આગળનાં અથાગ દુઃખનાં ઢગલાને સાફ કરી, તને દુઃખોમાંથી ઉગારનાર "માયાળુ અંગ્રેજ અને દયાળુ પીતા નામદાર શહેનશાહ પાંચમા જયોર્જના અખંડ ઉજવળ અધિક

સુપ્રતાપ અને દીર્ઘાયુષ માટે પરમ કૃપાળુ પ્રભુ પાસે અહોનિશ દીનતાથી નમ્ર પ્રાર્થના કર. "

આપણને ( હિન્દની પ્રજાને આપણાં દાદાઓને ) દુઃખ દેનાર દુઃખ કરનાર જુલમગારો ક્યાં ? અને ક્યાં ? આપણાં દયાળુ માયાળુ, પરોપકારી, ભલા, શાણા, સુવિચારશીલ, ઉદ્યોગી, આગ્રહી, ખંતીલા, હોંશીલા, દૃઢ મનના, ધૈર્યવાન, બુદ્ધિશાળી, વિનયી અંગ્રેજો દૃષ્ટાંત તરીકે,—

તા. ૩૧ મી જાન્યુવારી ઇ. સ. ૧૮૮૨ ને દિવસે સવારે દશ વાગે લંડન શહેરમાં એક જગાએ આગ લાગી હતી. આગ જોતજોતામાં આસપાસનાં ઘરોમાં ફેલાઇ ગઇ. જે ઘરોમાં આગ ફેલાણી હતી. તેમાંથી ત્રણ માણસો ઘરની બહાર નીકળી શક્યા નહોતાં, ઘરોનાં દાદર સળગતા હતા. તેથી તેઓ બારીવાટે કુદવાનો વિચાર કરવા લાગ્યા. પણ તેમ કરવાથી પડી મરે તેમ હતું. આગ જોવાને એકઠાં થયેલાં માણસોમાંથી એક બુટ સાફ કરનાર છોકરો આશરે ૧૨–૧૩ વર્ષની ઉમ્મરનો હતો. તેનું નામ " ચારલી વાઇટ " હતું. આગવાળી જગાની નજીક એક ટેલીગ્રાફનો થાંભલો ભોંયમાં દાટેલો હતો. તે થાંભલો આગવાળી જગ્યાથી એવે સ્થળે હતો કે જો તેનો તાર વિનાનો છાપરામાં હુક મારીને ભરાવેલો બીજો છેડો કોઇ છુટો કરી શકે, તો તે છેડો બારીના મધ્ય ભાગે લટકતો થાય, અને તે છેડો ઝાલીને પોતાને કે તારને જરાપણ નુકસાન ન થતાં, તે સહીસલામત નીચે ઉતરી શકે. ચારલી વાઇટે દયાખાઇ પરોપકારી વૃત્તિથી પોતાના જીવનાં જોખમે અતિશય કષ્ટ સહી, બહાદુરીથી અને હિમ્મતથી

તે છેડો છુટો કર્યો. લટકતા થયેલા છેડાની મદદથી બળતા ઘરમાંથી ત્રણ માણસો બહાર રસ્તા ઉપર ઉતરી આવ્યા. અને તેમના જીવ બચ્યા.

" પ્રિય વાંચનાર ! ફક્ત એક બુટ સાફ કરનાર નાનો અંગ્રેજ છોકરો આટલો બધો દયાળુ છે. તો પછી બીજા વિદ્વાન અને મહાન અંગ્રેજોમાં કેટલી વધારે દયા હશે, તેનો ખ્યાલ કરવાની હું તમનેજ પ્રાર્થના કરૂં છું.



# પ્રકરણ ૩ જું.

## આજની આપણી સુખદ્ સ્થીતિ,

આજે આપણે માયાળુ બ્રિટીશ સરકારનાં રાજ્યથી સમ્પૂર્ણ સુખદ અવસ્થામાં છીએ. માયાળુ બ્રિટન ( ભલા અંગ્રેજ ) અને શાણા બ્રિટીશ સરકારે તથા દયાળુ પીતા ( નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ—ગૉડ ઓફ ઇન્ડિયા ) એ આપણુને સર્વદા સમ્પુર્ણ સુખી કરવાને અસહ્ય શ્રમ સહ્યો છે. સહે છે અને સહેશે. શરૂઆતમાં આપણને જુલમગારોના ઝનુની અને વિકાળ પંજામાંથી બચાવી રક્ષણ કર્યું. શરણુ આપ્યું ત્યારબાદ આપણુને સુખી કરવા માટેજ. સર્વદા સમ્પુર્ણ સુખી જોવા માટેજ આપણાં કુરીવાજો છોડાવ્યાં પછી

આપણને સુશિક્ષણ આપવા. માટે અને કેળવાયેલાં તથા બાહેશ જોવા માટે શાળાઓ સ્થાપી ત્યાર પછી આપણા શરીરની આરોગ્યતા માટે વૈદક ખાતું શિતળા ખાતું વિગેરેની યોજનાઓ ઘડી, તેને માટે અથાગ શ્રમ સહ્યો.

## દ્રષ્ટાંત તરીકે.—

નામદાર લોર્ડ રીપને લોકલ ફન્ડ અને મ્યુનિસિપાલીટી (શહેર સુધરાઇ ખાતું) નો વહીવટ દેશી લોક તરફથી નીમાએલા પ્રતિનિધીઓની મારફત ચાલે, એવો "લોકલ સેલ્ફ ગવર્નરમેન્ટ" ચલાવવાનો ધારો તા. ૧૮ મી મે ઇ. સ. ૧૮૮૪ ને રોજ કર્યો. એ ધારા પ્રમાણે હજુ વહીવટ ચાલે છે.

નામદાર વાઇસરોય લોર્ડ ડફરીનના માયાળુ ભલા પત્ની લેડી ડફરીનની મદદથી હિન્દની સ્ત્રીઓની સુખાકારી જાગવવા માટે ઇંગ્લંડથી સ્ત્રી દાક્તરો બોલાવી, આ કામને માટે હિન્દ અને ઇંગ્લંડ એ બન્ને દેશોમાંથી ઘણા પૈસા એકઠા કરી, એક ફન્ડ ઉભું કરવામાં આવ્યું તેને,—"લેડી ડફરીન ફન્ડ" કહે છે.

ભલા, માયાળુ અને દયાળુ પીતાઓએ આપણાં સુખને માટે અથાગ શ્રમ સહેવામાં જરાપણ ન્યુનતા રાખી નથી.

"ભલા અંગ્રેજ અને દયાળુ પીતા (નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ.)"

ઘણુ જીવો, ઘણુ જીવો, ઘણુ જીવો.

ત્યારબાદ નહેરો, સડકો, રેલવે પોસ્ટખાતું, ટેલેગ્રાફ ખાતુ ઇ-

આદિક, આપણાં સુખનાં સર્વોત્તમ શ્રેષ્ઠ સાધનો નામદાર બ્રિટીશ સરકાર તરફથી કરવામાં આવ્યાં. જે મુસાફરી ઘણાં ખર્ચે ઘણી મુશીબતે વધારે દિવસમાં થતી. તેજ મુસાફરી આપણે ઘણાંજ ઓછા ખર્ચથી ઘણીજ સહેલાઇથી અને ઘણીજ ટુંક મુદતમાં અતિશય આનંદથી કરી શકીએ છીએ. જે બીનાથી સર્વ કોઇ માહીતગાર છે. તેજ મુજબ પોસ્ટ ( ટપાલ ) ખાતું આપણને કેટલા સુખ અને સગવડ ભર્યું છે, તેના માટે યાદ લાવો. આગળના જમાનામાં બહારગામ કોઇને પત્ર મોકલવો હોય, ત્યારે ખેપીઆ ( કાસદની ) ની મારફત મોકલવો પડતો. જેમાં ખર્ચ અને વખત વધારે જતો. તેજ પત્ર ઘણાંજ દુરનાં વિભાગમાં ( આખા હિન્દુસ્તાનમાં ) ફક્ત એક પૈસો ( પા આનો ) ખરચવાથી ઓછા વખતમાં જઇ શકે છે. તે સિવાય યુરોપ, આફ્રિકા, ચીન, જાપાન અને અમેરિકા ઇત્યાદિક દુરનાં દેશોમાં પણ ઓછે ખર્ચે સહેલાઇથી ટુંક મુદતમાં કાગળો, મનીઓર્ડરો, પારસલો, રજીસ્ટરો બુકપેકેટો વિગેરે પોસ્ટખાતાને લગતી તમામ ચીજો જઇ આવી શકે છે. દરેક ખાતાઓ અતિશય બાહોશ અને અનુભવી કારભારીઓને એવી સફાઇ અને સરલતાથી સોંપવામાં આવે છે કે સર્વ ખાતાઓ બહુજ નિયમીતપણે અતિશય સફાઇ અને સરલતાથી ડહાપણ પૂર્વક દરેક પ્રસંગે દરેક બાબતોમાં દરેક રીતે આપણાં લાભ અને હિત્ જળવાય, તેવી રીતે ચલાવવામાં આવે છે.

માયાળુ અંગ્રેજોએ, ભલા, શાણા, બાહોશ, મળતાવડા, દીર્ઘદૃષ્ટિવાળા, સુવિચારશીલ, દયાળુ અને ઉદાર મનના અંગ્રેજ અમલ-

કારોએ અને દયાસિન્ધુ દયાળુ પીતા નામદાર બ્રિટીશ સરકારે આ-પણને સર્વદા સમ્પુર્ણું સર્વોત્તમ સુખ આપવા માટે ઉત્તમોત્તમ અધિક સાધનો યોજેલાં છે. યોજે છે અને યોજશે.

બ્રિટીશ રાજ્યની દયા, ન્યાય, સુખ ભોગવવાં પરમકૃપાળુ પર-માત્માએ આપણને ભાગ્યશાળી બનાવ્યાં છે, એજ આપણાં સુખનો સર્વોત્તમ સૂર્ય છે.

" નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ અખંડ ઉજવળ અમર રહો. "



# પ્રકરણ ૪ થું.



## પ્રાસંગિક વૃતાન્ત.

---

નામદાર બ્રિટીશ સરકારના દયાળુ દીલસોજી ભર્યા શાણપણ અને ઉત્સાહથી હિન્દનાં હિતમાં સંયુક્ત પ્રયાસોમાં " ઇન્ડિયન નેશનલ કોન્ગ્રેસ, આ ઇલાકામાં સર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાઇટી (હિન્દ સેવક મંડળ) બોમ્બે પ્રેસીડન્સિ એસોસિએશન, મુંબાઇની સોશિયલ સર્વિસ લીગ, સેવાસદન, ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ અનાથાશ્રમો, અને વનિતા વિશ્રામ જેવી અનેક સંસ્થાઓ વખાણવા લાયક કાર્ય કરે છે.

નામદાર દીલસોજ માયાળુ બ્રિટીશ સરકાર આપણુ (હિન્દ) ને અકસ્માત, આફત અને આપત્તિ સમયે સર્વોત્તમ સહાયતા આપે છે. પાલીતાણા, મહી અને નર્મદાની તથા બંગાળાની દામોદર રેલનો ભયંકર ત્રાસ, દયાળુ બ્રિટીશ સરકારની દીલસોજ દયાળુ લાગણી અને ઉદાર મદદથીજ આપણે વિસરવા પામ્યા છીએ.

નામદાર બ્રિટીશ સરકારનાં અનેક ઉજવળ, શુભ, સારા કામો કાનપુર મસ્જીદના ઝઘડામાં નામદાર દીલસોજ દયાળુ વાઇસરોયની સદવૃત્તિ, મહેરબાન માનવંતા ઑ. પ્રભાશંકર દલપતરામ પટ્ટણીની કારોબારી કાઉન્સિલમાં તથા મહેરબાન માનવંતા સૈયદ સમશુદીન મિંયા કાદરીની કલેક્ટર તરીકે થયેલી નિમણુકો આપણાં ઉપરની અનહદ, અધિક ઉદારવૃત્તિનાં જુજ દ્રષ્ટાંતો છે.

ભલા હિન્દની ભલી પ્રજાને નામદાર દીલસોજ દયાળુ વાઇસરોયની પધરામણી વખતે તેમનાપર ફેંકાયલા બોમ્બની આપત્તિમાંથી તેઓ માન્યવર બચી ગયા, તે સમ્બધમાં આપણાં દેશ (હિન્દ)માં તેમના જન્મ દિવસ ગઇ તા. ૨૦ મી જુને પુરી ધામધુમ સાથે ઉજવાયલા ચિલ્ડ્રન્સ ડે (બાળકોને તેહવાર) ને પ્રસંગે, જે ઉછરંગ, ઉમંગ, વફાદારી અને સદભાવની પૂજ્ય ભાવના પ્રદર્શિત કરી, અને બોમ્બ ફેંકવાના દુષ્કાર્ય પ્રત્યે જે સખ્ત નાપસંદગી તથા તિરસ્કાર, અને એવાં નીચાં કૃત્ય કરનારાઓ પ્રત્યે ફીટકાર અને ધિક્કાર બતાવ્યા હતાં. તેને માટે અને તેવી સદભાવનાઓની સમ્પુર્ણ ભક્તિ માટે ધન્યવાદ ઘટે છે.

---